શ્રી ગણેશાય નમઃ ।

# કલ્પવૃક્ષ ગીતા.

## પ્રકાશક.

મહારાજ મણીનદજી બ્રહ્મચર્ય અવસ્થાવાળા
મુ૦ ઉત્તરાખંડ (દેવ પ્રયાગ)

સંવત ૧૯૭૫.



ધર્મને ખાતર આ પુસ્તક છપાવવામાં
આવ્યું છે.

કીંમત. રૂ. ૦-૨-૦

છપાવી પ્રકટ કરનાર **મહારાજ મણીનંદજી બ્રહ્મચારી**
મુ. ઉત્તરાખંડ (દેવ પ્રયાગ)

છાપનાર **ઇશ્વરલાલ કસનદાસ કાપડીઆ** ' **જૈન વિજય** '
પ્રીન્ટીંગ પ્રેસ. ખપાટીઆ ચકલા સુરત.

શ્રીગણેશાય નમઃ

# કલ્પવૃક્ષ કવીતા



શ્રી પવનમંદ સુગંધ શીતળ, હેમ મંદિર શોભિતમ.
નીકટ ગંગા બહત નિર્મળ, બદ્રીનાથ વિસંભરમ.
શેષ સુમરણ કરત નિશદિન, ધરત ધ્યાન મહેશ્વરમ.
વેદ બ્રહ્મા કરત સ્તુતિ, બદ્રીનાથ વિસંભરમ.
બદ્રીનાથકે કાનુમે કુંડલ, હાથોમેં કંકણ હિરારત્ન જડીત નમ.
વેદ, બ્રહ્મા કરત સ્તુતિ, બદ્રીનાથ વિસંભરમ.
ઇંદ્ર, ચંદ્ર, કુબેર ધુનિકર, ધુપ, દીપ, ધોતમ.
યુગેષ્ટરાજન કરત, આરતિ, બદ્રીનાથ વિસંભરમ.
કૈલાસમેં એક દેવ નિરંજન, શૈલ શિખર મહેશ્વરમ.
ધોમ, ધ્યાન, અજઅલિલા, શ્રીબદ્રીનાથ વિસંભરમ.
શ્રી કેદારનાથ, સદાશિવામ, કાશી વિશ્વનાથ વિશ્વેસરમ.
શ્રી પવન સુગંધ શીતળ, હેમ મંદિર શોભિતમ.

## આરતીનો અર્થ.

શ્રી પવનમંદ સુગંધ શીતળ, એટલે શું ? એટલે હે પ્રભુ આપના મંદીરની પાસે પવન, મંદ, અને સુગંધ શીતળ નામની હવા ચાલે છે, તમારી પાસે માતા ગંગાજી પણ વહે છે. શેષ સુમરણ કરત નિશદિન, એટલે શું ? પંચાસ કરોડ પૃથ્વીનો ભાર શેષનારણ

આવાગના વિષે ઉઠાવીને બેઠા છે. એ પણ પ્રભુ તમારૂજ ધ્યાન ધરે છે. બ્રહ્મા સ્તુતિ કરે છે. એટલે શું એટલે પ્રભુ પણ તમારૂંજ ધ્યાન ધરે છે. બદ્રીનાથ કે કાનુમે કુંડલ, હાથોમે કંકણુ હિરારત્ન જડિત નમ. એટલે શું? એટલે હે પ્રભુ તમારી શોભાનું અને તમારા ગુણુનું વર્ણુન કરી શકાતુંજ નથી. આવા તમારા પવિત્ર ગુણુ અને શોભા છે. ઇંદ્ર, ચંદ્ર કુબેર, ધુનિકર ધૂપ, દીપ, આરાધીતમ એટલે શું ? એ દેવતાઓ ધૂપ, અને દીપ, નામના દીવા કરીને તે પ્રભુનુ ભજન કરે છે. કેલાસમેં એક દેવ નિરંજન હે શિખર મહેશ્વરમ એટલે હે પ્રભુ મહાદેવ સરખા પણ તમારૂ ધ્યાન ધરે છે. તો અમે એક પાપી મનુષ્ય છીએ. તોપણુ તમારૂ ભજન કરી શકતા નથી. તો હમે કેટલા બધા પાપી કહેવાઇએ. હમે કયાંથી સમજી શકીએ કેમકે અમે મહાદેવનું ભજન કરતા નથી. તો મહાદેવનું ભજન કર્યા સિવાય તો પ્રભુ તમારી ભક્તિ કયાંથી પ્રાપ્ત થાય? એકલું તમારૂ નામ દીધે એકલા તમારા દર્શન કરે કંઇ ભક્તિ પ્રાપ્ત થતી નથી. અમે મહાદેવનો દ્રોહ કરીએ છીએ તો હમે અવસ્ય ચોરાશીને સ્વાધીન થવાનાજ છીએ. મહાદેવ વેરાગી છે, એટલે વેરાગ વિના ભક્તિ કયાંથીજ પ્રાપ્ત થાય એકલા ભગવાનના દર્શન કરવાથી રસ્તામાંની કીડીઓ મરી જાય તેટલું પાપ તમારા દર્શન કરવાથી નીકળી શકે છે. વિશેપ લાભ મળી શકતોજ નથી. ભગવાનનું જેને ભજનજ કરવું હોય ને આ દેહનો ઉદ્ધાર કરવો હોય લખ ચોરાશીને સ્વાધીન ન થવું હોય, તો મહાદેવનું ભજન કરીને ભગવાનનુ ભજન કરવું તોજ ચોરાશી તરી જાય. નહિ તો પાછી અધોગતિને સ્વાધીન થવાનું પશુ અને પ્રાણીનોજ અવતાર આવી જવાનો કુતરા અને બિલાડાનોજ અવતાર આવવાનો ભજન કરવું હોય તો કરજો.

નમઃ શીવાય શ્રી કૃષ્ણ ગોવિંદ હરિ હરિ ત્યારે કોઇપણ મનુષ્ય કહે કે મહાદેવ ભગવાનનું ભજન શા માટે કરે છે? મહાદેવને ભગવાને વરદાન આપ્યું છે. કે ભોળા શંભુ તમે મારૂ ભજન કરો છો તો હમે તમને વરદાન આપીએ છીએ કે મરત લોકની વિષે મનુષ્ય ભોળાનાથ તમારૂ ભજન કરશે. વારેજ મારૂ ભજન તે મનુષ્યને પ્રાપ્ત થશે. તે સિવાય ભજન પ્રાપ્ત ન થશે. ભોળાનાથ તમારૂ ભજન કર્યા સિવાય મનુષ્યો મારૂ ભજન કરે છે, તોખાર્ણું બનીને મને વાગે છે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર ચારે વર્ણને માટે છે.

લક્ષ્મીજી કહે છે કે હે પ્રભુ, તમે તો સચરાચરને ઉત્પન્ન કર્યું છે. એ સચરાચરનુ પાલણ કેવી રીતે કરો છો, અને સચરાચરના વિષે પાછા કેવા કેવા પક્ષીઓ અને પ્રાણીઓ બનાવ્યા છે, તેનુ તો વર્ણન કરી શકાતુંજ નથી. એવા તો તમે વિચિત્રજ પ્રાણીઓ બનાવ્યા છે કે જેના જોવાથી હસી ઉત્પન્ન થાય છે. અને શોક ઉત્પન્ન થાય છે. એ પ્રાણીના વિષે કોનુ ચૈતન હશે અને તેના ચૈતનની ખબર પડવી જોઇએ. કોઇ પ્રાણી હસે છે, અને કોઇ પ્રાણી રૂવે છે, અને કોઇ પ્રાણી કલોલ કરે છે, અને કોઇ પ્રાણી શોક કરે છે. અને કોઇ પ્રાંણી પ્રાણીને ખાય છે. આવી વિચિત્ર અદ્‌ભુત્ લીલા કેમ દેખાય છે. તો પ્રભુ, એનું શું કારણ હશે અને એના અંદર કોનું ચૈતન હશે, કે આ અદ્‌ભુત લીલા દેખાય છે. અને પ્રાણી માત્રને ભૂખ લાગે છે, તરસ લાગે છે, અને રાત્રે સેન થાય છે. અને પાછા જાગૃત થાય છે. તેનું પ્રભુ શું કારણ હશે. તે સમજી શકાતું નથી. અને પ્રભુ બીજુ શું! કે ચાર પ્રકારના મનુષ્ય જોવામાં આવે છે. અને અનેક પ્રકારના પશુ પ્રાણીઓ જોવામાં આવે છે.

કોઇ પ્રાણી ઝાડના પાંદડાં ખાય છે. કોઇ ઝાડનાં ફળ ખાય છે. કોઇ રસ્તામાંની ધુળ ફાકે છે. કોઇ પાણી ઝાડ બનીને પ્રાણીનું રક્ષણ કરે છે. એવો મોટો ભારે પરોપકાર કરે છે. કોઇ પ્રાણી જેવા જોઇએ તેવા મીઠાં ફળ આપે છે. અને કોઇ પ્રાણી ખાટાં ફળ આપે છે. અને કોઇ પ્રાણી અમૃત જેવાં ફળ આપે છે. કોઇ પ્રાણી તીખા ફળ આપે છે. કોઇ પ્રાણી કડવાં ઝેર જેવાં ફળ આપે છે. કે જેના ખાવાથી પ્રાણી મરણ પામે છે. અને કોઇ પ્રાણી કાંટાવાળા થાય છે. અને કાંટાવાળા થઇને ફળ આપે છે. કે તે ફળ સર્વ પ્રાણીના ખાવામાં આવે છે. ત્યારે પ્રભુ એ કંટકવાળું ફળ કેમ થયું છે. તેનું તે શું કારણ હશે. પ્રભુ આ જોઇને મને પુરો સંશય થયો છે. માટે આ સંશયને કાઢી નાખવા માટે આપ પ્રભુ સમર્થ છો. જ્યારે આ સંશય મટે, ત્યારે અન્ન પાણી લેવું. લક્ષ્મીજી તમે શું શંશય કરો છો. એ તો મારી વિભુતિથી ચાલે છે. વિભુતિ એટલે શું? મારી એક માયા વડે આ સચરાચર ચલે છે. અર્જુનગીતામાં તો કહ્યું છે, કે ઇશ્વર સર્વેભુત્તાની ઇશ્વર સર્વે ભૂતાની એટલે શું મનુષ્ય તો શું સમજે છે, કે આ હૃદયમાં ભગવાનનું ચેતન છે. પણ ના, ના, તે અમારૂં ચૈતન નથી, મેં તો એક તંત્ર બનાવેલો છે. તંત્ર એટલે શું? એક દીવો સળગાવીએ છીએ ત્યારે તે દીવામાં તેલ પડે ત્યારેજ તે દીવો સળગે ને તે સિવાય ખાલી દીવો સળગેજ નહિ. તેવોજ મેં એક તંત્રો રચ્યો છે અને અંદર જે પેલું તેલ છે. તે મારી એક માયાનું ચેતન છે. એ મારૂં ચેતન નથી. ત્યારે હે લક્ષ્મિજી મનુષ્ય તો એ સમજે છે કે આમાં ભગવાનનું ચૈતન છે. એમ કરી કરીને મનુષ્ય દુષ્ટ કર્મ કરે છે, અને લક્ષ્મિજી બીજું કંઇ

સાંભળ્યું છે. મનુષ્ય પાછું શું કહે છે, કે ભગવાન કરે તે ખરૂ કોઇ સાધુ બ્રાહ્મણ, બ્રહ્મચારી, મનુષ્યોને બોધ કરે છે, ત્યારે શું કહે છે કે ભગવાન કરે તે ખરૂં હમારા હૃદયનાં વિષે જીવન રૂપી આત્મા ભગવાનનું ચૈતન છે. એમ કરી કરી માણસ મોટા અઘોર કર્મ કરે છે. એવા મહા અધર્મ કરે છે કે ન ભૂતો ન ભવિસ્યતી હે લક્ષ્મિજી એવા દુષ્ટ કર્મ કરે છે કે મનુસ્યના દુષ્ટ કર્મનું શું વર્ણન કરાવો છો અને સચરાચરનુ શું વર્ણન કરાવો છો ?

હે લક્ષ્મિજી તમે બીજું કંઇ સાંભળ્યું છે. પુણ્ય કર્યું તો મેં કર્યું અને પાપ કર્યું તે પ્રભુ જાણે. તેમ મનુષ્ય કહે છે. હે લક્ષ્મિજી આ વર્ણન કરાવો છો અને મને તો શોક થાય છે. આવા મનુષ્યના તો દુષ્ટ કર્મ છે, એટલા માટે વનના વિષે પશુઓ પ્રાણી પ્રાણીને ખાય છે. એ પ્રાણીથી હું સમજી શકતો નથી તે તો તેના દુષ્ટ કર્મ ભુગતમાન કરે છે. તેને તે વખત જ્ઞાન રહેતું નથી. કેમકે મનુષ્ય યોની વિષે મારી નિંદા કરીને જીવન ગુજાર્યું છે. એટલાજ કારણથી તે પ્રાણી પ્રાણીને ખાય છે. એ સમજતું નથી. એજ કારણથી તેના ઉપર વજ્રક્ષેપ થાય છે. તે ક્યાંથી સમજી શકે ? કારણ કે તેનું બીલકુલ અજ્ઞાનપણું છે. હે પ્રભૂ પ્રાણીની શી દશા થાયછે. એક લક્ષ ચોરાસી યોની ફરી ફરીને તે પ્રાણી અત્યંત પીડા પામે છે. અંતકાળે નર્ક કુંડને સ્વાધીન તે નર થાય છે. એ સો કરોડ વરસ સુધી નર્કકુંડમાં વાસ કરે છે. પછી સોકરોડ વીતીત થયા પછી અંતકાળે ભગવાન તેને મનુષ્ય યોની આપે છે. એક દિવસ મનુષ્યયોનીમે આવીને એકજ દિવસ જન્મ થતા થતાંજ મરણ પામે છે, એ પાછો નર્ક કુંડને સ્વાધીન થાય છે. હે લક્ષ્મિજી મારૂં નામ દઇ દઇને મનુષ્ય

અધર્મ કરે છે. એ આ "નર્કકુંદને સ્વાધીન થાય છે. લક્ષ્મીજી મનુ-ષ્યના ગુણ અને દોષનું શું વર્ણન કરાવો છો. ત્યારે હે પ્રભુ એનો બધું ઠીક.

ત્યારે પ્રભુ પેલા મીઠા મીઠા ફળ કયાંથી આપે છે એ પણ પ્રાણી છે ને પ્રભુએ કેવા કૃત્ય કરે છે પ્રભુ અને એ દરેક પ્રાણીને શાંતી આપે છે એટલા બધા તેના શું ગુણ છે પ્રભુ કે એ ફળનું સુખ અને તેની છાયાનું સુખ પ્રાણી માત્રને આપે છે હે પ્રભુ પ્રભુ તેના જેટલું પરોપકારી તો મને કોઇ લાગતું નથી હે પ્રભુ તમે તો કહો છો કે આખું સચરાચર મનુષ્યમાંથી ઉત્પન્ન થએલું છે પ્રભુ મને મનુષ્ય જોતીના વિષે પણ આવો પરોપકાર મનુષ્યને કરતાં પણ ન જોયો ત્યારે પ્રભુ આ મૂળ રૂપ ઝાડ થઇને પણ કોણ પરોપકાર કરે છે તે પ્રભુ સમજી શકાતું નથી હે કૃપાનીધાન તમારી માયાની અદ્ભુત લીલા છે હવે પ્રભુ હે દીન દયાળ કૃપા કરીને મને સમ-જાવો પ્રભુ કહે છે કે હે લક્ષ્મીજી તમે વારંવાર શું પૂછો છો હવે તમે સાંભળો લક્ષ્મીજી એ મૂળ રૂપ કોણ બન્યું છે લક્ષ્મીજી બીજું કાંઈ સમજવા નહિ એ મનુષ્યમાંથીજ બન્યું છે હવે તમે સાંભળો કે હે દેવી એ કેવો મનુષ્ય ઝાડ રૂપ બન્યો છે મન વાણી અને કાયાથી રહીત થઇને કેવળ મારા પાદાનભુજને સેવ્યા છે પાદાન ભુજ એટલે શું એટલે મારા ચરણ સેવ્યા છે અને કેવી રીતે સેવ્યા છે સંસારમાં રહીને બાળ બચ્ચાનું પોષણ કરીને મારૂં ભજન કર્યું છે અને ભજન કેવી રીતે કર્યું છે કે હે લક્ષ્મીજી તેના ભજનનું વર્ણન કરી શકતો નથી તે જયારથી મારૂ ભજન તેને થયું પ્રાપ્ત ત્યારથી પેણે જુઠું બોલવાનો સંકલ્પ લઇ લીધો હતો અને તેણે દૃઢ નિશ્ચય લઇને ભજન કરવા માંડયું હતું તે મોટા મોટા દુખોને સહન કરી

ભજન કરવા માંડયુ ત્યારે તેને મારૂં ચૈતન્ય પ્રાપ્ત થયું અત્યારે તો મનુષ્યને સહેજ ચૈતન્ય જોઇએ છીએ તો મારી વિભુતીનું ચૈતન્ય સહેજ મળી શકતું નથી મારા નામની ખાતર જે દુઃખ સહન કરે છે તેને મારૂં ચૈતન્ય પ્રાપ્ત થાય છે. બીજા કોઇને થતું નથી પ્રભુ આ પ્રશ્ન તો પુરો થયો. તો પ્રભુ સમુદ્રના વિષે કમળ થાય છે.

તેના કેવા ગુણ ? તે કમળના વિષે કોનું ચૈતન્ય વાસ કરે છે ? અને સૂર્ય ચાલે છે તેમ તેમ તે કમળ ફરે છે. પ્રભુ આવી અદ્‌ભુત લીલા કેમ દેખાય છે ? કે જેના જોવાથીજ આનંદ થાય છે. અને તેની સુગંધીનું તો વર્ણન થઇ શકતુંજ નથી. પ્રભુ તે કમળના વિષે મોટા મોટા ભુજંગવાસ કરે છે તેની સુગંધી આહા હા હા ! કેવી સુંદર આવે છે. અને તેની સુગંધી કોણ લે છે ? તેની સુગંધી ભમર લે છે. તેની સુગંધી જોઇને તે ભમર તે કમળની પાછળ ભમ્યાજ કરે છે. અને મનુષ્યની તો ગતિજ નહિ કે કમળની સુગંધી લઇ આવે. કેમકે સમુદ્રના વિષે અનેક પ્રકારના પશુ અને પ્રાણીઓ રહે છે. એ પ્રાણીનો એટલો મોટો ભય છે, કે જેના જોવાથી માણસ ડરી જાય, તો તે કમળની પાસે કેવી રીતે જઈ શકે. છતાં પણ કોઇ મનુષ્ય જાય. તો પાછો આવીજ ના શકે. કેમકે કમળના વિષે મોટા ભુજંગ વાસ કરે છે. તે ભુજંગના ફુંફાડાથીજ માણસ પ્રાણ છોડી દે. તો મનુષ્ય ક્યાંથી જઇ શકે? અને તે કમળ રૂપી અમૃતની ક્યાંથી સુગંધી લઇ શકે ? હે પ્રભુ અને બીજુ શું તે કમળ શાયંકાળ થાય છે ત્યારે તે કમળ બંધ થાય છે હે પ્રભુ તેનું શું કારણ હશે અને તેમાં કોનું ચૈતન્ય વાસ કરતું હશે ત્યારે લક્ષ્મીજી હવે સાંભળો તે કમળના વિષે મારૂં ચૈતન્ય વાસ કરે છે તેમે મારી

માયાનું ચૈતન્ય નથી હે પ્રભુ એ કમળ ક્યાંથી પ્રગટ થયું છે હે લક્ષ્મીજી એ કાદવ અને કીચડમાંથી ઉત્પન્ન થયું છે એકના વિષેથી મારૂં ચૈતન્ય આવે છે પણ દેડકાંને તો ખબર નથી કે આ કમળના દાંડા વિષે ભગવાનનું ચૈતન્ય આવે છે દેડકાં રૂપી મનુષ્ય છે તો તેને ક્યાંથીજ ખબર હોય કે આ ભગવાનનું ચૈતન્ય જાય છે છતાં તે દેડકાં રૂપી મનુષ્ય સુગંધી ક્યાંથીજ લઇ શકે. કે ભગવાનનું ચૈતન્ય આપણી પાસે વાસ કરે છે કેમકે દેડકાંના જેવુંજ અજ્ઞાનપણું છે. હે લક્ષ્મીજી કમળના મુળના વિષે તો વિશેષ સુગંધી આવે છે. તો પણ તે લઇ શકતા નથી હે પ્રભુ કેમ લઇ શકતા નથી લક્ષ્મીજી સાંભળો એ દેડકાંઓ માયાના વિષે મસ્ત રહે છે અને કાદવ ને કિચડમેં વાસ કરે છે તો તે દેડકાં મારી વિભુતીનું ચૈતન હે લક્ષ્મીજી ક્યાંથી પ્રાપ્ત કરી ચકે ? હે લક્ષ્મીજી મારૂં ચેતન કોને પ્રાપ્ત થાય

છે આકાશમાં ફરનારા ભમરને ધન્ય છે જંગલમાં નિવાસ કરનારા સમાધીમાં બેઠેલા યોગીને પ્રાપ્ત થાય છે સંસારના વિષે રહીને મન વાણીને કાયાથી રહીત થઇને મારૂં એક કેવળ ધ્યાન ધરે છે અને સાધુ અને બ્રાહ્મણની સેવા કરે છે હે લક્ષ્મીજી કમળ રૂપી મારી વિભુતીનું ચૈતન્ય તેનેજ પ્રાપ્ત થાય છે હે પ્રભુ આ કમળ રૂપ કોણ બને છે તે તો કહો લક્ષ્મીજી તમે વારંવાર શું પૂછો છો સત કર્મ

કરનારા મનુષ્યમાંથી તે કમળ પ્રાપ્ત થાય છે હે પ્રભુ તે કમળના વિષે તમારૂં ચૈતન્ય ક્યાંથી આવે છે તે તો કહો પ્રભુ હે લક્ષ્મીજી આજે તમને શું થયું છે કે વારંવાર પુછો છો હવે તમને સિદ્ધાંત કરી આપીએ છીએ તમે સાંભળો એ કમળના વિષે સુંગધી રૂપી મારૂં ચૈતન્ય એ પાતાળના વિષે મારૂ અમૃત રૂપી સમુદ્ર છે તે સમુ-

દ્રના વિષેની કમળના દાંડાના વિષે મારૂં ચૈતન્ય આવે છે જંગલમાં રહેતા સયોગી તે તે સમુદ્રના વિષેથીજ પ્રાપ્ત થાય છે સંસારમાં રહેનારા સત કર્મ કરનારા મનુષ્યને અમૃત રૂપી સમુદ્રના વિષેથી તેને પણ પ્રાપ્ત થાય છે આકાશમાં ફરનારા ભમરને કમળના વિષેથી પ્રાપ્ત થતો જાય છે હે લક્ષ્મીજી તમારાથી તો અનેક તાળ્યા વળી પાછો શંસય શું થાય છે કહો દેવી કહો હે પ્રભુ વિશેપ પ્રશ્ન પુછીએ છીએ તેથી કંટાળો આવે છે કંટાળશો તેમાં કંઇ બની શકવાનું નથી અમને જેટલા સંશય થશે એટલા પુરણ કરવા પડશે હે પ્રભુ તમે તો કંટાળી વિશેપ ગયા છો આજ લક્ષ્મીજીના સપાટામાં ચઢી ગયા છો સાત દિવસ સુધી અપવાસ કરવો પડશે હે પ્રભુ ભુલે ચુકે લક્ષ્મીજીને પ્રશ્નની વાત કરશોજ નહિ ત્યારે પ્રભુ તે કમળ તો ઘણોજ પરોપકાર કરે છે એ કમળ મટી જઇને કયાં વાસ કરે છે પ્રભૂ તે તો કહો હે લક્ષ્મીજી સાંભળો તે કમળ મટી જઇને વૈકુંઠમાં વાસ કરે છે એ વૈકુંઠને વિષે કેવા રૂપમાં વાસ કરે છે એ કલ્પવૃક્ષના રૂપમાં વાસ કરે છે અને દેવતાઓની મનોકામના સિદ્ધ કરે છે આવો મોટો ભારે પરોપકાર કરે છે દેવતાઓને જે જે ઇચ્છા થાય છે તે કલ્પવૃક્ષ પોતાના નીચેથીજ દેવતાઓને આપે છે અનેક અનેક પ્રકારનાં દેવતાંઓને વૈભોગ આપે છે અને અલંકાર પોશાકો આપે છે મારી અનેક અનેક લીલામાં દર્શન પણ કરાવે છે હું દેવતા લોકના જેવા જે જે અવતાર ધારણ કર્યા છે તેના પણ તે કલ્પવૃક્ષ દર્શન કરાવે છે અનેક અનેક પ્રકારના સમુદ્રો મે જે વૈકુઠના વિષે રચ્યા છે તે તે સમુદ્રના દર્શન કરાવે છે અને સ્નાન કરાવે છે હે લક્ષ્મીજી એ કલ્પવૃક્ષ દેવતાઓના સોહજાર વરસ સુધી કલ્પવૃક્ષ બનીને વાસ

કરે છે અને દેવતાનો ઉપકાર કરે છે કલ્પવૃક્ષ મટી જઇને ભોર લોક, ભૂવર લોક, જન લોક, મહર લોક, તપ લોક, ગૌ લોક અને પર લોકના વિષે મારૂં નિરાકાર સ્વરૂપ છે ત્યાં તે કલ્પવૃક્ષ મારા નિરાકાર સ્વરૂપમાં વાસ કરે છે અને પછી કોઇ યોનીના વિષે અવતાર લેવો પડતો નથી એ આવાગમનથી રહીત થઇ જાય છે કેમ લક્ષમીજી હવે તમારો સંસેય દૂર થયો હા પ્રભૂ મારો સંશય દૂર થયો પણ પ્રભૂ હજી તો ઘણા પ્રશ્ન બાકી રહ્યા છે.

બધું તો પ્રભુ તમે ઠીક કર્યું પણ પ્રભુ ઠીક તો કીધું પણ ચોરાસીના બારનું કીધુ પ્રભુ એ વર્ણન તો થઇ ગયું પ્રભુ તમને પુછવાનું કારણ થાય છે હવે પ્રભુ ચોરાસીના અંદરનું વર્ણન રોજે પેલી જે બિલાડી થાય છે તે તમારી માયાની વિભુતોથી થાય છે એ, પ્રાણી પ્રાણીને કેમ ખાય છે તેનું પ્રભુ શું કારણ હશે? હે લક્ષમીજી તમે તો બહુ ભારી વર્ણન કરો છો હમને તો શોક ઉત્પન્ન થાય છે હે લક્ષમીજી સાંભળો તે પ્રાણીને કેમ ખાય છે તે પણ મનુષ્ય યોની-માંથી બીલાડી થઇ છે મનુષ્ય યોનીમાં મનુષ્યે મોટું ભારે કૃત્ય કર્યું છે શું ભારે કૃત્ય કર્યું છે કે પ્રાણી પ્રાણીને મારી મારીને ખાય છે મોટા તેને અઘોર પ્રાશ્ચીત કર્યા છે પ્રભુ તેની શી ગતિ થાય છે તેના માથાપર વજ્રલેપ થાય છે હે પ્રભુ તેની ગતિ થશે કે નહિ થશે તેની ગતિ એ થશે કે વારંવાર ચોર્યાસીને સ્વાધીન થાય છે ચોર્યાસી કરી રહીને નરકુંડને સ્વાધીન થાય છે નરકુંડની ચોરાસી ફરી રહીને નરકુંડની ચોરાસી પુણ્ય કરીને ભંગી રૂપ બને છે એ ભંગી રૂપની ચોરાસી ભુકતમાન કરીને એ પાછો નરકુંડના વિષે જઇ પડે છે હે લક્ષમીજી તમે કહો છો તમારી વિભુની છે ના

દેવી તમારી વિભુતી નથી મારી વિભુતી કોને પ્રાપ્ત થાય છે કે સત કર્મ કરે તેને મારૂં ચૈતન્ય પ્રાપ્ત થાય છે એ તો મારી માયાની વિભુતી છે દેવી મારી માયાના વિષે મસ્ત રહે છે તેને આ બિલાડીના જેવી યોની પ્રાપ્ત થાઇ છે કેમકે દેવી તમારો સંશય દૂર થયો જો મનુષ્ય થાઓ તો માયાના વિષે મસ્ત રહેશો નહિ શ્રીકૃષ્ણ ગોવિંદ હરે હરે રામ સમર લો સુકરીત કર લો કોણ જાણે કલકી ખબર નહિ આ જુંગમે પલકી કાલ કરતા હોય તો આજ કરો આજકાલ કરતા હો તો હમણા કરો કરવાનું ભજન ને પરોપકાર કરજો. તો ચોરાસી તરી જશો નહિ તો પાછું બિલાડીનું રૂપ આવશે કરતું હોય તો કરજો કરશો તો ચૈતન્ય સ્વરૂપ ભગવાનની વિભુતીનું પ્રાપ્ત થશે ચૈતન્ય સ્વરૂપ આત્માને દુઃખ નહિ થાય માયાનું ચૈતન્ય ચાલ્યું જશે અને મારૂં ચૈતન્ય પ્રાપ્ત થશે.

હે પ્રભુ કજરીવનના વિષે જે ચંદન મલ્યાગરી નામનું ઝાડ વાસ કરે છે એ ઝાડ એટલું પરોપકારી છે કે જેના ઉપર મોટા મોટા ભુજંગ નાગ વાસ કરે છે તે ઝાડની સુગંધીથી અનેક પ્રકારના ઝાડો વિષે તે ચંદન મલ્યાગરીની સુગંધી દરેક ઝાડોમાં વાસ કરે છે અને સર્વે ઝાડેને તેમના રૂપ જેવા દરેક ઝડોને બનાવે છે આટલો મોટો ભારે પરોપકાર કરે છે અને દરેક ઝાડોને ચંદન મલ્યાગરી બનાવે છે પ્રભુ તેના કેવા કૃત્ય છે કે ચંદન થઇ વાસ કરે છે અને પ્રભુ બીજું શું કોઇપણ મનુષ્ય એ ચંદનને કાપવા સારૂ જાય છે ત્યારે તે કુહાડાથી કાપે છે કાપીને તેના લાકડા નીચે નાખી દેય છે હે પ્રભુ તોપણ તેની સુગંધી પણ છોડતું નથી કે પેલા

લોઢાના કુહાડાના વિષે એના લાકડા કરતાં વિશેષ સુગંધી વાસ કરે છે અને હે પ્રભુ તેના લાકડા કેવા કેવા મોટા કામ કરે છે કે હે પ્રભુ મોટા મોટા દેવતાઓને તેનું સત્વ ચઢે છે અને તમને પણ ચઢે અને હમને પણ ચઢે છે પ્રભૂ તેના ગુણનું તો કંઇ સમજી શકાતું નથી હે દેવી સાંભળો એ પણ મનુષ્યમાંથીજ ઉત્પન્ન થયું છે મનુષ્યે બ્રહ્મચર્ય અવસ્તા રાખીને મારૂં એક કેવળ આરાધ્ન કર્યું છે જીંદગી પરંપરા સુધી અખંડ બ્રહ્મચર્ય રાખીને મારૂં ભજન કર્યું છે ત્યારે હે લક્ષ્મીજી તેની લક્ષચોર્યાસી છુટી ગઇ છે અને તે ચંદન થઇ ાજરીવનના વિષે વાસ કરે છે અને દરેક પ્રાણીને શાંત કરે છે અને દેવતાઓને શાંત કરે છે અને કુહાડારૂપ અસુરી એ રાક્ષસરૂપને પણ શાંત કરે છે.

તો હે પ્રભુએ ચંદન ામલ્યાગરીનું ઝાડ રાક્ષસ રૂપીને શાંત કરે છે અને દેવી સમૃતિને પણ શાંત કરે છે, તો હે પ્રભુ આના જેટલો તો પરોપકાર કોઇપણ વૃક્ષ કરી શકતું નથી તો હે પ્રભુ આતો હમને પુરો સંશય થાય છે. માટે આ સંશય કાઢી નાખવો પડશે. તેણે શું મોટાં એવા કૃત્ય કર્યાં ાછે કે સર્વેથી પરોપકારી થઇ ગયું લક્ષ્મીજી તમે વારંવાર કેમ પુછો છો એમને બ્રહ્મચર્ય અવસ્થા ધારણ કરીને તન, મન અને ધનથી મારા એક પાદાન ભૂજને સેવ્યા છે. તેથીજ મોટો ભારે પરોપકાર કરે છે. ઓહો હવે તો સશય દુર થાય એમજ લાગે છે. ત્યારે પ્રભુ તે ચંદન મટી જઇને તે કયાં વાસ કરે છે. હે વૈકુંઠમેં વાસ કરે છે. તે કેવી રીતે વાસ કરે છે કે કલ્પ થઇને વાસ કરે છે–કલ્પ એટલે શું કલ્પ વૃક્ષ નામન વિષે વાસ કરે છે, ત્યારે પ્રભુએ કલ્પવૃક્ષના મન

રૂપ થઇને વાસ છે. હે.? દેવી સાંભળો કલ્પ વૃક્ષ ને બીલકુલ તરવી ના પાડે તેથીજ તે કલ્પ વૃક્ષના મનરૂપી વાસ કરે છે. અને દેવતાનો પરોપકાર કરે છે. ત્યારે પ્રભુ શું પરોપકાર કરે છે. હે દેવી દેવતાને જે જે ઇચ્છા થાય છે. તેમને આપે છે. ત્યારે પ્રભુ દેવતાઓને શું ઇચ્છા થાય છે અને શું આપે છે. દેવી, દેવી, તમે પૂછો છો અને મને તો આનંદ થાય છે. .એ શું આપે છે. દેવી સાંભળો મારા ચોવીસ અવતારના તે દર્શન કરવાની ઇચ્છા ધરાવે છે ત્યારે એ કલ્પવૃક્ષનું મન એ કલ્પ પોતાના ઝાડ નીચે મારા ચોવીસ અવતારના દર્શન કરાવાવે છે, દેવી સદાને કાળ સારા ગુણોજ પુછતા રહેજો સારા ગુણો પૂછો છો ને મને બહુ આનંદ થાય છે. આહા આનંદ થાય છે. નઠારા ગુણો મને પૂછોજ નહિ. મનુષ્યો નઠારા કૃત્યો કરે છે, તે સર્વે મને વર્ણન કરાવો છો તો હે દેવી મને ખેદ થાય છે. એ હો હો શું પ્રભુ મારો સંશય બીલકુલ દુર થઇ ગયો પ્રભુ તમને બીજુ પૂછું છું એ કલ્પ યોની ભુકતમાન કર્યા પછી તે કયાં વાસ કરે છે. પ્રભુ હવે તમે મને પુછો છો તો ને પ્રશ્ન સંભળાવુ છું ત્યારે મને બહુ આનંદ થાય, દેવી હવે તે કયાંવાસ કરે છે તે હું સ્પષ્ટ તરીકે સમજાવું છું માટે બરોબર સાંભળી લેજો. તે કલ્પ મટી જઇને તે મારા નીરાકાર રૂપમાં વાસ કરે છે, અને ક્યાંય અવતાર લેવો પડતોજ નથી. એ આવા ગમનથી રહીત થઇ જાય છે કેમ લક્ષ્મીજી હવે તમારો સંશય દુર થયો કૃપાનિધાન થયો.

